# અંધવિશ્વાસુ નહીં વિવેકશીલ બનો

— શ્રીરામ શર્મા આચાર્ય

# અંધવિશ્વાસુ નહીં વિવેકશીલ બનો

માનવીની રચનામાં અનેક દૂષણો હોઈ શકે છે, પણ પરમાત્માની રચનામાં નહીં. ભગવાને જે કંઈ બનાવ્યું છે તે સુંદર તેમજ શુભ છે. માનવીના સંપર્કમાં આવવાથી કેટલીક વાર પ્રભુની સારી રચનાઓ પણ દોષયુક્ત બની જાય છે. તેના દોષ તેમજ દુર્ગુણ જ ઉત્તમતાને ખરાબીમાં ફેરવી નાંખે છે. પરમાત્મા દોષદુર્ગુણોરહિત છે, એટલા માટે તેની રચનાઓ પણ એકથી એક અદ્‌ભુત, સુંદર તેમજ શુભ છે. તેમાં દોષ શોધવો માનવીની પોતાની બુદ્ધિની વિકૃતિનું ભૂંડું પ્રદર્શન માત્ર જ કહી શકાશે.

માનવી જે ચીજોને બનાવે છે તે ટૂંકા આયુષ્યવાળી અને દોષયુક્ત હોય છે. તે સમયના પ્રભાવથી અથવા પ્રાણીઓના સંપર્કમાં આવવાથી બગડે છે અને દૂષિત થતી રહે છે. પાછળથી તેમાં સુધારો પણ થતો રહે છે, પણ જે કંઈ ઈશ્વરે બનાવેલ છે તેનું બાહ્ય કલેવર ભલે પ્રકૃતિના નિયમો અનુસાર બદલાતું રહે, પરંતુ મૂળ સ્વરૂપમાં કોઈ ફેરફાર થતો નથી. સ્વરૂપવાન વસ્તુઓમાં તો આ સંસર્ગનો દોષ આવે પણ છે, પણ જે સૂક્ષ્મ અને સનાતન સત્ય છે, તેમાં આવા પ્રકારની વિકૃતિઓની પણ શક્યતા નથી. સૂર્ય, ચંદ્ર, તારા, સમુદ્ર, હવા, વાદળ, વરસાદ, અગ્નિ, પૃથ્વી, આકાશ જેવાં તત્ત્વો સૃષ્ટિની શરૂઆતથી જ એકરસ છે. દિવસ-રાત, માસ, પક્ષ, ઋતુ વગેરેના સ્વરૂપમાં જે ભિન્નતા છે, તેનાથી આપણી સગવડ અને અવગડોમાં ફરક પડી શકે છે પણ તેની પવિત્રતામાં કોઈ અંતર નથી આવતું.

**દરેક દિવસ શુભ દિવસ :**

દરેક દિવસ ઈશ્વરનો બનાવેલ છે, એટલા માટે દરેક દિવસ એક-બીજાથી વધીને સુંદર અને પવિત્ર છે. ઈશ્વર મહાન છે એટલા માટે તેની રચનાઓ પણ મહાન છે. તેની કૃતિઓમાંથી દોષ કાઢવા એક પ્રકારે ઈશ્વરને જ અપવિત્ર અને દોષી ગણવા જેવી બાબત છે. જે આ રીતે

છિદ્રો શોધવામાં પડેલા છે કે અમુક દિવસ, અમુક ઋતુ, અમુક તિથિ શુભ છે, તે ન તો ઈશ્વરને જાણે છે અને ન તેના મહિમાને. તે પોતાની ભ્રમણાઓ અને દોષી નજરનું દોષારોપણ ઈશ્વરની રચનાઓ ઉપર કરીને તેને દોષિત તો નથી બનાવી શકતા પરંતુ પોતાની શુદ્રતાનો પરિચય જરૂર આપી શકે છે.

## કયો દિવસ શુભ અને કયો દિવસ અશુભ છે

આવો વિચાર કરીને આપણે એક રીતે ઈશ્વરની મહાનતા ઉપર અને તેની મહાન રચનાઓ ઉપર લાંછન લગાવવાનું દુસ્સાહસ કરીએ છીએ. આપણે જાણવું જોઈએ કે દરેક દિવસ પવિત્ર છે. શુભ કાર્યો માટે દરેક દિવસ શુભ છે અને અશુભ કાર્યો માટે અશુભ છે. શાસ્ત્રોએ કહ્યું છે કે જ્યારે તારી ઈચ્છા દાન આપવાની છે તો ડાબા હાથમાં જે કંઈ છે તેને જમણા હાથમાં લાવવાની સહેજ પણ વાર ન કરો. ન જાણે કેટલીવારમાં રાક્ષસી વૃત્તિઓ આગળ આવી જાય અને સત્કર્મ કરવાનો વિચાર બદલાઈ જાય. શુભ વિચારોને સત્કર્મોમાં પરિવર્તિત કરવા માટે કહેવામાં આવ્યું છે અને બતાવવામાં આવ્યું છે કે મૃત્યુએ એક હાથમાં આપણા વાળને પકડ્યા છે અને બીજા હાથમાં તલવાર ખેંચાઈ છે, ન જાણે તેનો ઘા ક્યારે થઈ જાય અને ન જાણે કયો શુભ વિચાર અધૂરો રહી જાય.

કયો દિવસ સારો છે અને કયો દિવસ ખરાબ આવો વિચાર અશુભ કર્મો માટે કરવો જોઈએ. આ બહાને આજનો સમય ટળી જાય તો જે તોફાન અને આવેશ ખરાબ કાર્યો માટે ઊઠી રહ્યા છે, સંભવ છે કોઈ રીતે તે શિથિલ થઈ જાય અને ટળી જ જાય. જો આવું થઈ શક્યું તો આ સમય ટાળવાની વાત આપણા માટે લાભકારક સિદ્ધ થશે. ચોરી, હત્યા, લૂંટ, અપહરણ, વ્યભિચાર, છળકપટ, જુગાર, દારૂ વગેરે ખરાબ કાર્યો કરવા માટે મનની નીચ વૃત્તિઓ ખૂબ જ પ્રબળ થઈ રહી છે અને તે કાબૂમાં આવતી ન હોય તો તેનો એક ઉપાય એ પણ છે કે કોઈ શુભ મુહૂર્ત શોધવામાં આવે, પરિણામે જ્યોતિષના હિસાબે દરેક દિવસમાં કોઈને કોઈ દોષ જરૂર હોય છે. તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કરણ, ચંદ્રમા, ભદ્રા,

ભરણી વગેરેની એટલી બધી જંજાળ છે કે દરેક દિવસને કોઈને કોઈ આધારે દોષયુક્ત સિદ્ધ કરી શકાય છે. પૂરેપૂરો શુદ્ધ દિવસ તો વર્ષમાં કદાચ જ એક દિવસ નીકળે. આવી દશામાં તે અશુભ સમયને શુભ-મુહૂર્તની રાહ જોવામાં લાંબા સમય સુધી ટાળી શકાય છે.

પરંતુ આ વાત શુભ કામો માટે લાગુ પડતી નથી. તેમાં વિલંબ કરવામાં આવશે તો જે ઉત્સાહ આજે છે, કાલે ઠંડો પડી શકે છે, જે પરિસ્થિતિ આજે છે તે કાલે બદલાઈ શકે છે. આવી દશામાં જે આજે થઈ શકે છે  તે કાલ માટે ટાળી દેવામાં આવશે, તો શક્ય છે તે  કાલ જ ન આવે.' આ તથ્યને ધ્યાનમાં રાખીને મુનિઓ અને તત્ત્વદર્શકોનો હંમેશાં એ જ મત રહ્યો છે કે શુભ કર્મો માટે દરેક દિવસ અને દરેક ઘડી અમૃતમય છે.

## મુહૂર્તવાદની જંજાળ

જે દિવસોમાં મુહૂર્તવાદની જંજાળ પોતાની પૂર્ણ અવસ્થામાં હતી અને લોકો વગર મુહૂર્ત જોયે ટટ્ટી પણ નહોતા કરવા માંગતા તે દિવસોમાં પણ વિચારશીલ લોકો એ પ્રયત્નમાં હતા કે આ નકામી ભ્રમણાઓથી નુકસાન ઉઠાવવાવાળી જનતાને કેવી રીતે બચાવી શકાય ? ત્યારે તેમણે દરેક દિવસની, દરેક રાતની કોઈ 'ચોઘડિયા' પદ્ધતિ ફલિત જ્યોતિષ અનુસાર જ કાઢવામાં આવી હતી અને તેનાથી મુહૂર્તવાદનું ઝેર ૯૦ ટકા ફેલાઈ ગયું હતું. મુહૂર્તવાદનું રક્ષણ પણ થઈ ગયું, તેનું ખંડન પણ કરવું ન પડ્યું અને લોકો તે આધાર ઉપર શુભ કામોના ઉત્સાહને શિથિલ થવાની શંકાથી બચી ગયા. ચોઘડિયા તે ગણતરીને કહે છે જે મુજબ દરેક દિવસ અને દરેક રાતને ચાર-ચાર ઘડીઓના અંતરથી શુભ-અશુભ યોગ આવતા-જતા રહે છે. જે દિવસે કોઈ કામ કરવું છે તે દિવસની અશુભ ઘડીઓથી બચીને શુભ ઘડીઓમાં કોઈપણ સારું કામ કરી શકાય છે. ચાર ઘડીનો અર્થ છે લગભગ દોઢ કલાક, આગળ-પાછળ કામ કરવામાં આવે તો તેનાથી કશું જ બગડી જતું નથી. મુહૂર્તવાળી વાત રહી ગઈ અને સમય ટાળવાથી શુભ કામ ટાળવાની શંકાનું કોઈ કારણ જ ન રહ્યું. આ વચલો રસ્તો કોઈ બુદ્ધિશાળી, વિચારશીલ અને લાંબી દૃષ્ટિવાળા પંડિતની

જ સૂઝબૂઝ છે. સંભવ છે, આ સુધારાવાદી પ્રક્રિયાનું પ્રચલન કરવાવાળાને મુહૂર્તવાદના આધાર ઉપર ઉપયોગી કામોમાં નકામો વિલંબ થવાના કારણે ઉત્પન્ન થવાવાળાં ખરાબ પરિણામોના અનુભવ થયા હશે અને તેણે તે ભ્રમણાઓનું સમૂળગું ખંડન કરવાને બદલે આ સુધારાવાદી વચલો રસ્તો કાઢ્યો હશે. ચોઘડિયા વિધાનને આધારે કોઈપણ વ્યક્તિ કોઈપણ શુભ કામ કોઈપણ દિવસે કરી શકે છે. ફક્ત મુહૂર્તનું રક્ષણ કરવા માટે ફક્ત એક બે કલાકને જ આગળ-પાછળ કરવા પડશે, કારણ કે અશુભ ઘડી તો ફક્ત દોઢ કલાક માટે જ રહે છે, ત્યારબાદ શુભમાં પરિવર્તન થઈ જાય છે.

**સત્યને આંખ આગળથી દૂર ન કરો**

નેપોલિયન બોનાપાર્ટનો સેનાપતિ પાંચ મિનિટ મોડો પહોંચ્યો. આ નાનકડા વિલંબથી જીત હારના સ્વરૂપે પરિવર્તિત થઈ ગઈ અને નેપોલિયન કેદ થઈ ગયો. આમ તો પાંચ મિનિટનું કોઈ મહત્ત્વ નથી હોતું. પણ એવા કેટલાય અવસર હોય છે જે મુહૂર્તના નામે અથવા કોઈપણ આધાર ઉપર જો ચૂકી જવાય તો તેના પરિણામે હંમેશાં હાથ મસળીને પસ્તાવાનું જ હોય છે.

મહમૂદ ગજનવીએ સોમનાથના મંદિર ઉપર ચઢાઈ કરી. ગજનવીની ફોજની સરખામણીમાં રાજપૂતોની સેના વધારે મોટી અને વધારે સાધનયુક્ત હતી. પણ જ્યારે આક્રમણ થયું તો પંડિતોએ કહ્યું કે અત્યારે હુમલાનો જવાબ આપવાનું મુહૂર્ત નથી. આ સમયે લડીશું તો હારી જઈશું એટલા માટે અત્યારે આટલો સમય રોકાઈ જવું જોઈએ. તે દિવસોમાં કોણ જ્યોતિષની વાત ટાળી શકે ! રાજપૂતોએ ચૂપ બેસવું પડયું પરિણામે ગજનવીનું આક્રમણ સફળ થયું. તેણે શિવપ્રતિમાના ટૂકડે-ટૂકડા કરી ખૂબ જ સંપત્તિ લૂંટી લીધી અને હજારો નરનારીઓને કેદ કરીને તેમને ગજનવીએ બજારમાં ગુલામ બનાવીને એક-એક રૂપિયામાં વેચી દીધા. મુહૂર્તવાદના શાપે ભારતીય ઈતિહાસમાં એક કલંકનું પાનું જોડી દીધું.

બખ્તિયાર ખિલજીએ બંગાળ ઉપર ચઢાઈ કરી, ત્યાંનો રાજા જ્યોતિષીઓનો આંધળો ભગત હતો. વગર પૂછે તે પાન પણ તોડતો

નહોતો. આ જાણકારી ખિલજીને મળી ગઈ. તેણે રાજ્યના જ્યોતિષીઓને સારી લાંચ આપીને પોતાના પક્ષમાં મેળવી લીધા. તેમણે એ કહી દીધું કે અત્યારે લડવાનું મુહૂર્ત નથી, લડશો તો હારી જશો. રાજા બીજો કોઈ ઉપાય ન દેખાતાં રાજ્ય છોડીને ભાગી ગયો અને બખ્તિયાર ખિલજી લડાઈ કર્યા વગર જ બંગાળનો રાજા બની ગયો.

બાબરે ભારત ઉપર આક્રમણ કર્યું. લડાઈ શરૂ થઈ ગઈ. આ અવસરે એક જ્યોતિષીએ બાબરને કહ્યું તમો અત્યારે થોડા દિવસ રોકાવ, અત્યારે ગ્રહોનું ગણિત તમારા વિરુદ્ધમાં છે. અમુક દિવસ સારું મુહૂર્ત છે ત્યારે તમો લડશો તો વિજય થશે. બાબરે આ વાતને તો ટાળી દીધી અને બીજો પ્રશ્ન પૂછ્યો તમે તો જ્યોતિષના આધારે અનેક વાતો બતાવી શકો છો. તેણે કહ્યું-હા ! બાબરે પોતાના સેનાપતિઓ અને મંત્રીઓને બોલાવીને કહ્યું - "જો મારી તલવારથી આમનું માથું ન કપાય તો જ્યોતિષીની વાત સાચી માનવી જોઈએ અને લડાઈ રોકી દેવી પડે. પણ જો આમનું માથું કપાઈ જાય તો સમજવું જોઈએ કે જ્યોતિષ જૂઠા છે અને પછી ભવિષ્યમાં કોઈ ભવિષ્યવેત્તાની વાત ઉપર વિશ્વાસ કરવો નહીં'' બાબરે તલવારના એક જ ઝાટકે જ્યોતિષીનું માથું ઉડાવી દીધું અને પોતાના સાથીઓને કહ્યું, ''જે પોતાની ઉંમર ૩૭ વર્ષ બાકી છે તેમ બતાવતો હતો પરંતુ એક કલાક માટે પણ જીવતો ન રહી શક્યો, તે ભવિષ્યવેત્તાની વાત ઉપર વિશ્વાસ મૂકવો મૂર્ખતા નથી તો બીજું શું ?'' બાબરે લડાઈ ચાલુ રાખી અને છેવટે તે જીતી પણ ગયો.

આ ઐતિહાસિક ઘટનાઓ બતાવી આપે છે કે શુભ-અશુભ દિવસોની ઝંઝટ, ઉલઝનમાં કોઈ બુદ્ધિમત્તા નથી કે નથી કોઈ સત્ય. ઈશ્વર-નિર્મિત દિવસોમાંથી કોઈને શુભ કોઈને અશુભ બતાવવા તે ઈશ્વરની મૂર્ખતા સાબિત કરવાની મશ્કરીપૂર્ણ ચેષ્ટા કરવા બરાબર છે. જે આવો વિશ્વાસ કરે છે તે મેળવતા કશું જ નથી પરંતુ ગુમાવે છે વધારે.

**ફક્ત ગેરવ્યવસ્થા ફક્ત પરેશાની**

અત્યારે ઉત્તર ભારતમાં વિવાહ-લગ્નો કેટલાંક ખાસ મુહૂર્તમાં જ થાય છે. વસતી વધી જવાથી શહેરોમાં એક દિવસમાં ઘણીવાર હજારો

લગ્નો થાય છે. પરિણામે તે દિવસોમાં રેલવે, મોટરો, ટાંગા, રિક્ષામાં કેટલીય ભીડ થાય છે કે જગ્યા મળવી મુશ્કેલ પડી જાય છે. બજારમાં ખાદ્ય પદાર્થોની કિંમત બેવડાઈ જાય છે. મીઠાઈ બનાવનાર શોધતાં નથી મળતા. ધર્મશાળા, હોટલો ભરેલાં રહે છે. વાજાં, ગૅસ, લાઇટ વગેરે ચીજો શોધતાં નથી જડતી, ત્યાં સુધી કે વિવાહ કરવાવાળા પંડિતોનો પણ અકાળ પડી જાય છે. આ આંધળી ભીડમાં દરેકને ગેરવ્યવસ્થા મળે છે. જો બીજા દિવસોમાં સગવડ મુજબ લગ્નો થાય તો બધાં કામ સસ્તાં થઈ જાય અને જે ભાગદોડ અત્યારે દેખાય છે તેનું કોઈ કારણ પણ ન રહે.

પંજાબમાં શીખ નહી, સનાતની હિંદુ પણ તે મહિનાઓમાં આનંદથી લગ્નો કરે છે જેમાં ખાસ વિશિષ્ટ મુહૂર્ત નથી હોતાં. બંગાળ, આસામના પ્રાન્તોમાં ઉત્તરપ્રદેશ જેવી પદ્ધતિ નથી. હિંદુ ધર્મમાં જ આવી માન્યતાઓ પ્રચલિત છે અને તેઓ લગ્નના મુહૂર્ત માટેના વિશ્વાસોથી બિલકુલ અલગ છે. આવી દશામાં તે વહેમનો કોઈ આધાર રહી જતો નથી, જે મુજબ એ કહેવામાં આવે છે કે વગર મુહૂર્તે લગ્ન કરવામાં આવે તો છોકરી અથવા છોકરો મરી જાય છે અથવા પરિણામ ખરાબ આવે છે. જો આ વહેમ સાચો હોત તો શીખ, જૈન, પંજાબી, બંગાળી, મદ્રાસી, આસામી, સનાતની, હિંદુઓનાં બધાં લગ્નોમાં આવાં જ ખરાબ પરિણામ આવ્યાં હોત. જે લોકો નિર્ધારિત મુહૂર્ત સમયે જ લગ્નો કરે છે શું તેમાંથી કોઈ વિધવા કે વિધુર નથી થતા ? શું તે બધાં લગ્નો સફળ કહેવાયોગ્ય હોય છે ? જો ના, તો આ મુહૂર્તોની ઉપયોગિતા ક્યાં રહી ?

જે સત્ય વાસ્તવિક હોય છે તે કોઈ પ્રદેશ અથવા સંપ્રદાય પર જ લાગુ નથી પડતું પણ બધા દેશ અને બધી જાતિઓ ઉપર સમાનરૂપે લાગુ પડે છે. મધ્યભારતના હિંદુઓની માન્યતાઓની વિરુદ્ધ સંસારના બધા દેશો અને જાતિઓમાં એવા દિવસોમાં લગ્ન થાય છે જેને લગ્નો માટે અશુભ માનવામાં આવ્યા છે. આવી દશામાં તે બધાનાં લગ્નોને અસફળ જ માનવા જોઈતા હતા પણ આવું થાય છે ક્યાં ? એટલા માટે આ સંબંધે વિસ્તૃત દષ્ટિકોણથી વિચાર કરવાથી એ જ માનવું પડશે કે આ દિવસોના શુભ-અશુભ હોવાની માન્યતા થોડા જ મુઠ્ઠીભર લોકોનો પોતાનો વિશ્વાસ

માત્ર છે, તેની પાછળ ન કોઈ આધાર છે અને ન કોઈ સત્ય. સંસારના વિવિધ ભાગોમાં વિવિધ પ્રકારના રીતરિવાજ, પ્રથા, વહેમ-વિશ્વાસ પ્રચલિત છે, તેવી રીતે આપણા લોકોમાં આ મુહૂર્તવાદની માન્યતા મૂળ નાંખી જામી ગઈ છે.

## વિરોધ અને સમાધાન

'મુહૂર્ત દોષ પરિહાર' નામનું એક પુસ્તક સહપઉ (જિલ્લો-મથુરા)ના નિવાસી સંત આનંદીલાલ શર્મા જ્યોતિષાચાર્યએ છાપ્યું. તેમાં તેમણે વિવાહ અત્યારે થાય છે, અત્યારે નથી થતા જેવી ભાંજગડોમાં લગભગ દરેકને કાપીને રાખી દીધા છે. તેમણે જ્યોતિષગ્રંથોના આધારે જ સમર્થન કર્યું છે. કોઈ દોષ કોઈ જાતિ ઉપર કોઈ દેશ ઉપર લાગુ થાય છે, કોઈ ઉપર નહીં, એવાં અનેક પ્રમાણ આ પુસ્તકમાં રજૂ થયાં છે. તેના આધારે સિદ્ધ કરી શકાય છે કે જે આપણે મધ્યભારતના થોડાક લોકો વિવાહની પ્રચલિત મુહૂર્ત માન્યતાઓ ઉપર વિશ્વાસ કરીએ છીએ તેમના માટે પણ ૮૦% બચી જવાની શક્યતાનો છે. પછી જો કન્યા ૧૨ વર્ષ ઉપરની ઉંમરની છે અને તેને માસિકધર્મ થવા લાગ્યો છે, તો ચિંતનકારની સ્પષ્ટ રજૂઆત થાય છે કે તેમનો વિવાહ સારો સમય-મુહૂર્ત જોઈને કરી દેવો જોઈએ અને કોઈ દિવસ, માસ, ગુરુ, સૂર્ય, ચંદ્રની પૂજા અથવા ચોથા, આઠમા, બારમા થવાની ગણતરીની ઝંઝટમાં ના પડવુ જોઈએ. હમણાં બધે જ કુમળી કન્યાઓનાં લગ્ન થાય છે. બાળ-વિવાહ નિષેધ કાયદા મુજબ ૧૮ વર્ષથી ઓછી ઉંમરવાળી કન્યાનો વિવાહ સ્વાભાવિક રીતે બધા પ્રકારનાં બંધનોથી મુક્ત બની જાય છે.

આ વાત જાણકારો જ જાણે છે કે જ્યારે લગ્નની બધી વાતો પાકી થઈ ગઈ છે, બન્ને પક્ષ બિલકુલ તૈયાર છે અને તેમને સગવડ પણ છે ત્યારે પણ મુહૂર્તના નામે કેટલાંય વર્ષો સુધી લગ્નો ટાળવામાં આવે છે, તો તેનાથી કેટલી ગેરવ્યવસ્થા ઊભી થાય છે. ઘણી વખત જ્યારે ઋતુ બિલકુલ પ્રતિકૂળ તેમજ અસુવિધાજનક હોય છે, એવા સમયે લગ્ન કરવાં પડે છે. આમ તો બધું જ થવાનું હોય છે અને કામ તો કોઈ પ્રકારે થઈ જાય છે પણ ગેરવ્યવસ્થા એટલી રહે છે કે આનંદની જગ્યાએ ક્ષોભ અને ઉદ્વેગ જ બચે છે.

આ રીતે ઘણી વખત છોકરા-છોકરીનાં જોડકાં બધી દૃષ્ટિએ બરાબર હોય છે, બંને તરફનાં સગાંસંબંધી એકબીજાથી સંતોષ અને પ્રસન્નતા અનુભવે છે, પરંતુ સગવડો ન મળવાથી એવી ભાંજગડ થઈ આવે છે કે આ આધારે તે વિચાર છોડી દેવો પડે છે અને તે ઊણપની પૂર્ણતા પછી ક્યારેય થઈ શકતી નથી. ઘણી વખત સારી સગવડો મળવાની વાતને પ્રમુખતા આપવાથી એવાં કજોડાં બની જાય છે જેમાં જીવનપર્યંત અસંતોષ અને કલેષ છવાયેલો રહે છે. જે વાતો જોવા, શોધવા અને મેળવવાની છે તેને લોકો મેળવતા નથી અને જન્મકુંડળીઓ આમતેમ ફેરવતા રહે છે. કોઈ પંડિત કંઈક કહે છે અને બીજો બીજું કંઈક. આ ભ્રમજંજાળમાં પડેલા લોકો ખૂબ જ સમય અને શ્રમ વેડફે છે. જ્યાં લગ્ન થવા યોગ્ય હોય છે ત્યાંથી છોડી દે છે અને જ્યાં કંઈક પણ સારું નથી ત્યાં સગવડોની માન્યતાના આધાર ઉપર સ્વીકાર કરી લે છે. વિવેક વગર કરવામાં આવેલ નિર્ણયોના આધારે જે પરિણામ નીકળવાં જોઈએ તે લોકોને ભોગવવાં પણ પડે છે.

## નિર્દોષ ઉપર દોષારોપણ :

કેટલાય છોકરા અને છોકરીઓને 'મંગળી' જાહેર કરી દેવાય છે. તેના માટે 'મંગળી' સાથી જ જોઈએ. આ ભાંજગડમાં કેટલીય કન્યાઓ ખૂબ જ મોટી થઈ જાય છે. તેમની ઉંમરના છોકરા નથી મળતા, તે બિચારીઓની જિંદગી એક રીતે નકામી બની જાય છે. તેવી રીતે કેટલાય છોકરા 'મંગળી' હોય છે તેને 'મંગળી' છોકરી ન મળે તો લાંબા સમય સુધી કુંવારા રહે છે, પછી ક્યાંય લગ્ન થયાં તો 'નાસતા ભૂતની ચોટલી' ઉતારવાની માફક જ્યાં-ત્યાં કુંવારાપણું ઉતારવું પડે છે અને નકામા સાથી સાથે જોડી દેવાય છે. યોગ્ય જોડાં શોધવામાં આ મંગળી હોવાની માન્યતા કેટલી ભારે મુશ્કેલી ઉત્પન્ન કરે છે તેના આપણે કેટલાંય દુઃખદ ઉદાહરણ જોયાં છે. તે ઘટનાઓનું વર્ણન જો કરવામાં આવે તો દરેક સહૃદય અને વિવેકશીલ વ્યક્તિ એ કહેશે કે નકામી ભ્રમજંજાળથી હિંદુ સમાજને જેટલા ઝડપથી છોડાવવામાં આવે તેટલું જ ઉત્તમ છે.

અમુક સમયે, અમુક દિવસે જન્મેલ બાળક અશુભ હોય છે. આ માન્યતાએ અનેક બાળકોને જીવનપર્યંત ઉપેક્ષિત તેમજ તિરસ્કૃત રહેવા માટે મજબૂર બનાવી દીધા. અઠ્ઠાવીસ નક્ષત્રોમાંથી છ નક્ષત્ર 'મૂળ' માનવામાં આવે છે. મૂળમાં ઉત્પન્ન થયેલ બાળકો માતા-પિતા, ભાઈ-બહેન, મામા વગેરે માટે અશુભ માનવામાં આવે છે, તેમને ધનનું નુકસાન તથા રોગ-શોક ઉત્પન્ન કરવાવાળા પણ કહેવામાં આવે છે. આવાં બાળકો જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે વાલીઓનું હૃદય ધડકવા લાગે છે. ઘરમાં બાળકના જન્મનો આનંદ થવાનો તો દૂર બધું અશુભ-અનિષ્ટની શંકાથી છવાયેલ લાગે છે. કન્યા થઈ તો તેના મરવાની પ્રાર્થના કરાય છે. છોકરો થયો તો મૂળ શાંતિને ઉત્પન્ન કરનાર માનવામાં આવે છે. હજાર-બેહજાર રૂપિયા આ જંજાળમાં જોત-જોતામાં ખર્ચાઈ જાય છે. છતાં પણ આ શંકા દૂર થઈ શકતી નથી.

સત્તાવીસ નક્ષત્રોમાં છ મૂળ હોવાને કારણે લગભગ ૨૨% બાળકો મૂળ નક્ષત્રોમાં ઉત્પન્ન થાય છે અને તે બધાં મા-બાપ માટે પ્રસન્નતાની જગ્યાએ કુશંકાનું કારણ બને તે કેટલી ખરાબ વાત છે. આવાં બાળકોને ન તો મા-બાપનો પૂરેપૂરો પ્રેમ મળે છે અને ન તો પાલનપોષણ મળે છે. તેઓ સહજ સ્નેહ, કર્તવ્ય અને લોકશરમથી તેમનું પાલન તો કરે છે પણ મનમાં ને મનમાં અશુભ-અનિષ્ટનું પ્રતીક સમજી ઘૃણા અને ડરતા રહે છે. બાળકો અને તેના વાલીઓ વચ્ચે આવી દીવાલ ઊભી કરવાવાળી માન્યતાએ કોનું શું ભલું કર્યું ? જો તેમાં થોડી પણ વાસ્તવિકતા હોત તોપણ એ કહેવામાં આવત કે સત્ય માટે માનવું પડે છે. સાચું તો એ છે કે દરેક દિવસ અને દરેક નક્ષત્ર શુભ છે. કોઈ પણ દિવસે થયેલ જન્મ ન તો શુભ છે ન તો અશુભ. પ્રયત્ન અને કર્તવ્યથી દરેક વ્યક્તિ સારો થઈ શકે છે અને ખરાબ પણ થઈ શકે છે. આ ખોટો અંધવિશ્વાસ કારણ વગર અસંખ્ય લોકો માટે ભય, ત્રાસ, ઉદ્વેગ, આશંકાનું કારણ બને છે અને કેટલાંય દુષ્પરિણામ ઉત્પન્ન કરતો રહે છે.

કાનપુરના શાકમાર્કેટના નિવાસી એક ૧૯ વર્ષની મહિલાએ પોતાની એક વર્ષની છોકરીને જાહેર ઘાટ ઉપર ગંગાના ઊંડા પાણીમાં ફેંકી

દીધી, પરંતુ નાવિકોએ તરીને તેને બચાવી લીધી. આ મહિલાએ કહ્યું કે, ''તેને જ્યોતિષીઓએ કહ્યું છે કે તે અશુભ સમયે જન્મી છે. તેને કારણે માતા-પિતા તથા ઘરવાળાઓને અનેક કષ્ટો સહન કરવાં પડશે. તે કષ્ટોથી બચવા માટે જ તેમજ બાળકીથી બચવા માટે આવું કૃત્ય કર્યું.'' હૉસ્પિટલમાં પ્રાથમિક ઉપચાર પછી બાળકીને તેની મા સાથે જેલમાં મોકલી દેવામાં આવી.

મેરઠના એક યુવકે પોતાની નવોઢા પત્નીને ખાટલા સાથે બાંધી તેના ઉપર કેરોસીન છાંટી આગ લગાડી દીધી. કહે છે કે મરતાં પહેલાં સળગેલી સ્ત્રી પાસે પહોંચવાવાળાઓને કહ્યું કે તેના પતિએ તેને સળગાવી છે. યુવકનાં લગ્ન એક વર્ષ પહેલાં જ થયાં હતાં, ત્યારથી તે બીમાર જ રહેતો હતો. જ્યોતિષીઓએ તેને કહ્યું હતું કે તારી સ્ત્રી 'મંગળી' છે, તેથી તમે બીમાર રહો છો. યુવકે તેમની ઉપર વિશ્વાસ કરીને પત્નીને ક્રૂરતાથી સળગાવી દીધી.

આ બનાવો એવા છે જે થોડા દિવસ પહેલાં વર્તમાનપત્રોમાં આવી ગયા છે. આવા અનેક બનાવો સમાચારપત્રોમાં છપાતા રહે છે અને જે છપાતા નથી તેની સંખ્યા પણ ઓછી નથી. આવી મહિલાઓની કે જેમને ફક્ત અશુભ સમયે જન્મી છે તેમ માનીને તિરસ્કૃત જિંદગી વ્યતીત કરવી પડે છે તેમની સંખ્યા ખૂબ જ વધારે છે અને તેને કારણે ઘરવાળાઓ ઉપર કોઈ ને કોઈ દૈવી આપત્તિ આવતી રહે છે તેમ માને છે. ઘરવાળાઓમાં એટલું સાહસ તો નથી કે તેને મારી નાખે પણ તેના મરવાની બાધા-પ્રાર્થના જરૂર રાખતા હોય છે. આવું ઘૃણાપૂર્ણ વાતાવરણ કે જેમાં વગર કારણે કોઈને શુભ કોઈને અશુભ જાહેર કરવામાં આવે છે, તેમાં જે સ્ત્રીઓને નરકનું જીવન, મોતથી પણ ખરાબ જીવન પસાર કરવું પડે છે તેનું પાપ આ હત્યારી અંધશ્રદ્ધાના માથે જાય છે.

### ભવિષ્યની જાણકારી ફક્ત ઈશ્વરને

કાલે કોનું શું થવાનું છે આ રહસ્ય ઈશ્વરે ફક્ત પોતાના હાથમાં જ છુપાવી રાખ્યું છે. મનુષ્યને તેની ખબર નથી. જો ખબર હોત તો

ભવિષ્યવેત્તાઓ પોતાના વિશે થોડુંક અવશ્ય જાણી લેત અને મુશ્કેલીઓથી બચવાનો અથવા મળેલ સુખો વિશે નિશ્ચિત રહેત. પણ જોવામાં આવ્યું છે કે તે પણ પોતાના તથા પોતાના સંબંધીઓ વિશે એટલા જ ચિંતિત તેમજ અનિશ્ચિત રહે છે જેમ બીજા લોકો રહે છે. સાચું તો એ છે કે અંધારામાં ફંફોસવા અને કોઈના માથે કોઈની પાઘડી બેસાડવા સિવાય બીજું કશું જ આવા લોકોના હાથમાં આવતું નથી.

તેજી-મંદીનો ધંધો કેટલાય ભવિષ્યવેત્તા કરે છે. જો કોઈને ખરેખર આવું જ્ઞાન હોય તો તે વ્યક્તિ એક બે મહિનાની અંદર સંસારની બધી જ સંપત્તિનો માલિક બની જાય. સટ્ટાનો વેપાર બધે જ થાય છે જે મંદી-તેજીમાં પોતાને લાભ થાય છે, તેમાં દાવ લગાવતો જાય અને મળેલ લાભના ગુણાંકમાં મોટા-મોટા સોદા કરતો જાય. પૈસાની ઊણપ હોય તો કોઈને પણ ભાગીદાર બનાવી લે. આવી રીતે એટલી કમાણી થઈ શકે છે કે એક-બે મહિનાની અંદર જ સંસારનો સૌથી મોટો કુબેરભંડારી બની શકે. જેને આવી વિદ્યા આવડતી હશે તે બે-બે ચાર-ચાર રૂપિયા ફી લઈ બીજાઓને આવા 'ચાન્સ' (તક)કેમ બતાવે ? જાત જ શા માટે વિદ્યાનો લાભ ન ઉઠાવે ? જાતે કરતો ન હોય, ફીનો લાભ લેતો હોય તો આવાં કથન દ્વારા આપણે એ જાહેર કરીએ છીએ કે સાચો 'ચાન્સ' બતાવવાની ગેરંટી આપવાવાળા પાસેથી એક 'ચાન્સ'ના દસહજાર રૂપિયા લેખે પાકી શરત લખાવી શકીએ છીએ. સાચી વાત તો એ છે કે એવો કોઈ પણ ભવિષ્યવેત્તા ન તો આજદિન સુધી થયો છે અને ન થશે કે કોઈ પણ બાબતે કોઈ નિશ્ચિત ભવિષ્યવાણી કરી શકે. શુભ-અશુભ કર્મો તેમજ સંસારની બદલાતી પરિસ્થિતિઓને કારણે ભવિષ્ય સુધરતું અને બગડતું-બદલાતું રહે છે, તેને પહેલેથી નક્કી કરી લેવું અથવા તેનું તે નિશ્ચિત હોવું તે અસંભવ બાબત છે.

## ભવિષ્યફળ અને જુગાર-સટ્ટો

આ અશક્ય મૃગતૃષ્ણામાં અસંખ્ય લોકો ખરાબ રીતે ફસાયેલા રહે છે .અને પોતાનું સત્યાનાશ કરતા રહે છે. આગ્રા રાજામંડીમાં એક જ્યોતિષી રહેતા હતા. તેમણે દેવીની સિદ્ધિ, તંત્ર - મંત્ર અને જ્યોતિષ

જ્ઞાનસંબંધી પોતાની ખૂબ જ નામના ફેલાવી દીધી હતી. જેઓને ક્યારેક કોઈ લાભ મળી જતો ત્યારે તેઓ તેની ખ્યાતિ ફેલાવવા અને નવો શિકાર ફસાવી જ્યોતિષજીને ખુશ કરવામાં લાગેલા રહેતા. આ જાળમાં બેલનગંજના બે ગલ્લાના વેપારી ફસાઈ ગયા. એક-બે વખત થોડો લાભ પણ મળી ગયો, જેનાથી તેમનો વિશ્વાસ જામી ગયો અને તેમના કહેવા ઉપર વિશ્વાસ રાખી લાંબા હાજર થતા વાયદાના સોદા કરવા લાગ્યા. નુકસાનનું ચક્કર શરૂ થયું, ભાવ તેજીના સ્થાને મંદી તરફ વળ્યા. નુકસાનની ભરપાઈ માટે જ્યોતિષીની ખૂબ જ ખુશામત કરી. તેને વધારે આડુંઅવળું સમજાવીને વધારે સાચો ચાન્સ બતાવવાનો વાયદો કર્યો. જે કહ્યું તેના ઉપર મોટો સોદો કર્યો. પરંતુ પરિણામ ફરીથી ઉલટાઈ ગયું. હારેલો જુગારી વધારે જોશમાં વધારે મોટો દાવ લગાવે છે, પણ બધા સોદા ઊંધા પડતા ગયા. અંતે એવી સ્થિતિ આવી ગઈ જેને એક પ્રકારે દેવાળીયો હોવાનું કહી શકાય. કેવી રીતે યોગ્ય, અયોગ્ય ઉપાય શોધીને તેઓ પોતાની આબરૂ જાળવી શક્યા. ભવિષ્યવેત્તાઓ ઉપર વિશ્વાસ કરવાની વાત તો તેઓ ભૂલી જ ગયા.

જુગારીને ક્યારેક ક્યારેક લાભ થઈ જાય છે. તેનાથી લલચાઈ તે વારંવાર એવો જ લાભ થવાની કલ્પના કરતો રહે છે અને દાવ લગાવતો રહે છે. પરંતુ તેમ કરવાથી જેટલી વખત નફો થાય છે તેનાથી વધારે વખત નુકસાન થાય છે. જે જુગારમાં મફતની કમાણી નફા સ્વરૂપે મળે છે તે જોતજોતાંમાં ખર્ચાઓમાં ખર્ચાઈ જાય છે પણ નુકસાન વ્યાજ ઉપર ઉધાર પૈસા લઈને અથવા કોઈ બીજી રીતે પૂરું કરવું પડે છે. પરિણામે જુગારી છેલ્લે સુધી નુકસાનમાં જ રહે છે. તેમાંના દરેકે બરબાદીનો રસ્તો જોવો પડે છે. તેજી-મંદી બતાવવી એ પણ એક પ્રકારનો જુગાર રમવાને પ્રોત્સાહન આપવા બરાબર છે. ચમત્કારી બાબા જેવી રીતે સટ્ટો બતાવે છે તેવી રીતે જ્યોતિષી તેજી-મંદી બતાવે છે. આ કુચક્કરમાં જે કોઈ ફસાયો તેણે જુગારના વ્યસનને ગળામાં ફાંસીના ગાળિયાની માફક નાખ્યો અને છેલ્લે બરબાદ થઈ ગયો સમજવો.

આ માન્યતાઓ હંમેશાં અસત્ય અને પાપ વગરની છે કે આવી

રીતે સાધારણ વ્યક્તિ કોઈનું ભવિષ્ય જાણે અને કહી શકે છે. જે કંઈ અંધવિશ્વાસ ચાલી રહ્યો છે તે ધંધાદારી લોકો દ્વારા ફેલાવવામાં આવેલી નકામી અફવાઓના બળે જ છે જે રીતે ભૂતવાદનું મૂળ એ છે કે તેનો વિચાર કરવાવાળા એવી અફવાઓ ફેલાવતા હોય છે કે ભૂતને આમ-તેમ કરતું જોયું. ખરેખર તે લોકવાયકાઓ હંમેશાં નકામી હોય છે પણ આશ્ચર્યપૂર્ણ હોવાને કારણે એકથી બીજા સુધી મીઠું-મરચું ભભરાવી કહેવામાં અને સાંભળવામાં આવે છે. વિવિધ સ્વરૂપે તેની ઉપર રંગ ચઢાવવામાં આવે છે અને તે એવી મધની સ્વાદિષ્ટ વાર્તા બની જાય છે કે સાંભળવાવાળાને તેનાથી મજા પણ આવે છે અને વિશ્વાસ પણ થાય છે. થોડા દિવસોમાં આ લોકવાયકાઓ રાઈનો પર્વત બની જાય છે અને એક વધારે લોકોએ સાંભળેલ, વધારે લોકો દ્વારા ચર્ચા પામેલું અને વધારે માણસો દ્વારા વિશ્વાસ પામેલ માન્યતાનું સ્વરૂપ ધારણ કરી લે છે. ભૂતવાદનું એક પાકું કલેવર બનીને ઊભું થઈ જાય છે. આવી જ રીતે અમુક ભવિષ્યવેત્તાઓએ અમુકનું આ ભવિષ્ય બતાવ્યું હતું અને તે સાચું નીકળ્યું, આ પ્રકારની લોકવાયકાની પાછળ ૯૦% અસત્ય જાણી જોઈને ફેલાવેલી અફવાઓનું સ્વરૂપ હોય છે. લોકો તેની તપાસ નથી કરતા. જો તપાસ કરે તો સહજ રીતે ખબર પડી જાય કે જે વ્યક્તિ વિશે જે કંઈ કહેવામાં આવ્યું હતું તો તે નામનો કોઈ વ્યક્તિ તે જગ્યાએ છે જ નહીં, જો હોય છે તો તેને તેવા પ્રકારનો કોઈ લાભ નથી થયો. ફક્ત મનમાં ઉપજાવેલી વાર્તા એક અફવાના સ્વરૂપે ફેલાવી દીધી જેને કારણે બીજા ભોળા લોકો તે ઉદાહરણથી પ્રભાવિત થઈને તે જાળમાં ફસાતા જાય. દસ ટકા જે બનાવો સાચા હોય છે તેની પાછળ સંજોગ જ કારણભૂત હોય છે. જેવી રીતે ઝાડું વીંઝવાવાળા દરેક દર્દીને કંઈક ને કંઈક ધૂળ-ભભૂત આપતા હોય છે અને સોમાંથી દસ-વીસને જ કંઈ ફાયદો થાય છે તેવી રીતે ભવિષ્યવેત્તાઓની આડી-અવળી વાતોથી પણ દસ-પાંચ માણસોને લાભ મળી જાય તેમાં આશ્ચર્યની કોઈ વાત નથી. સંજોગવશાત્ ઘણી વાતો આ સંસારમાં અસંખ્ય માત્રામાં પણ બનતી રહે છે. સો વિદ્યાર્થીઓને પાસ અથવા નાપાસ થવાનું કહેવામાં આવે તે પચાસ નકામી વાતો સાચી

નીકળી જ આવે. છોકરી થશે કે છોકરો ? આ પ્રશ્નના જવાબમાં જો સો ગર્ભવતી સ્ત્રીઓને એક જ વાત કહેવામાં તો અડધા લોકો વિશે કહેવામાં આવેલી ભવિષ્યવાણી સાચી નીકળી જ આવશે. તેમાં આશ્ચર્યની વાત જ શી છે ? સટ્ટા બતાવવાવાળા અને ભવિષ્ય કહેવાવાળા જો સામાન્ય બુદ્ધિથી કામ લે અને તેમની મોટાભાગની ભવિષ્યવાણી જો સાચી બેસે તો તેમાં કંઈ આશ્ચર્યની વાત નથી. આવું તો કોઈ જ્યોતિષનો જાણકાર ન હોય તે પણ કરી શકે છે અને કંઈ ને કંઈ તુક્કો બેસતાં તેનો ધંધો પણ ચાલુ રહી શકે છે.

## અફવાઓ અને ભ્રમણાઓ

આવા પ્રકારના અંધવિશ્વાસોનું ચલણ કોઈ સમાજના બૌદ્ધિક સ્તરની નબળાઈનો પરિચય આપે છે. ભ્રમણાઓ દ્વારા થવાવાળું આ ભૌતિક નુકસાન તો પ્રત્યક્ષ જ છે જેને તે જંજાળમાં ફસાયેલા લોકો નિયમિત ઉઠાવતા રહે છે. તે સિવાય સૌથી મોટું નુકસાન માનસિક સ્તરને નીચે ઉતરવાનું તેમજ વિવેક ઘટવાનું થાય છે. વિવેકનો ત્યાગ કરી ફેલાયેલી નકામી અફવાઓનું જે નિરાકરણ તેમજ નિરૂપણ ન કરી શકે, તે અનેક પ્રસંગો પર નુકસાન ભોગવે છે. આ સંસારમાં છેતરપિંડી કરનારાઓની ખોટ નથી. તે કોઈ ને કોઈ બહાને કોઈ પણ ભોળા માણસને છેતરે છે અને ફસાવે છે. આવી છેતરાઈ જનાર વ્યક્તિ દરેકની વાતો ઉપર વિશ્વાસ રાખનારી હોય છે અને છેવટે ઠોકરો ખાતી ફરે છે. મનુષ્યને ભગવાને બુદ્ધિ આપી છે તો તેનો ઉપયોગ ફક્ત પેટ ભરવા માટે કરવો પૂરતું નથી પણ તેનો એવા કામમાં ઉપયોગ કરવો જોઈએ કે જે ભ્રમણાઓની જાળ ચારેબાજુએ ફેલાયેલી છે તેમાંથી કેટલું ઉપયોગી તેમજ સ્વીકાર્ય છે તેને સ્વીકારવામાં આવે અને કેટલુંક એવું છે જે માંકડાના જાળા જેવું અને દુર્ગન્ધયુક્ત કચરા સમાન છે તેને તરત જ બહાર ફેંકી દેવામાં આવે, તો એ કહેવું જોઈએ કે માનસિક દૃષ્ટિએ તેનો સ્તર નકામા લોકો જેવો જ છે.

આવા લોકો જ્યાં પણ વધારે પ્રમાણમાં હશે ત્યાં છેતરનારા અને છેતરાવનારા લોકોની સંખ્યા વધતી જશે અને તેનું પરિણામ વ્યક્તિ અને

સમાજ માટે દુઃખદાયી તેમજ અધોગતિ ઉત્પન્ન થવાનું નિમિત્ત જ બનશે. બૌદ્ધિક શ્રેષ્ઠતા ઉત્પન્ન થવા સિવાય ન તો કોઈ વ્યક્તિ ઊંચે આવી શકે કે ન કોઈ રાષ્ટ્ર પ્રગતિ કરી શકે. એટલા માટે જો આપણે નવનિર્માણની વાત વિચારીએ તો એ પણ જાણવું જોઈએ કે આ બૌદ્ધિક શ્રેષ્ઠતા અને વિચારશીલતા ઉત્પન્ન કરવાથી જ શક્ય બનશે. અંધવિશ્વાસી, ગમાર તેમજ રૂઢિવાદી બની રહેવામાં ડગલે ને પગલે ભય છે. પ્રગતિના માર્ગમાં ચાલવાવાળી ક્ષમતાઓ તે ખતરનાક ખાડામાં પડીને નષ્ટ થતી રહેશે તો પછી પ્રગતિનું પ્રયોજન સિદ્ધ કરવા માટે માનસિક તેમજ બૌદ્ધિક ક્ષમતા બચી જ કેવી રીતે શકશે ?

## ભોળપણનું શોષણ

એક માણસને કોઈ ભવિષ્યવેત્તાએ કહ્યું કે તેનું મૃત્યુ બે વર્ષ પછી થશે. બિચારાએ તે વાતને સાચી માની લીધી, જે કંઈ પૈસા હતા તે તીર્થયાત્રા, બ્રહ્મભોજ વગેરેમાં ખર્ચી નાંખ્યા. જમીન-મિલકત હતી તેના ભાગલા પાડી દીધા. કામ-ધંધો બંધ કરી દીધો. લગભગ બધી રીતે ખાલી થઈ ગયો. ચોક્કસ સમયે મોતની રાહ જોવા લાગ્યો પણ તે ન આવ્યું. ત્યારબાદ તે દસ વર્ષ જીવ્યો. બધા લોકો તેની મશ્કરી કરતા રહ્યા અને મૂર્ખ બનાવતા રહ્યા. તેને બધાની સામે શરમાતા રહેવું પડ્યું.

એક ચમત્કારી બાબા સટ્ટો બતાવવાનો ધંધો કરતા હતા. એક ભક્તને તેમણે કેટલીય વાર નંબર બતાવ્યો પણ તે વારંવાર ખોટો પડતો ગયો. તેના ઉપર ગુસ્સે થઈ તે ભક્તે રાત્રે આવીને બાવાજીને દબડાવ્યા અને તેમને મારવા લાગ્યો. બાબા ખૂબ જ ગભરાયા અને તેના નુકસાનને પૂર્ણ કરવાનો વાયદો કરી પોતાના પ્રાણની ભીખ માગવા લાગ્યા. ભક્તે કહ્યું કાલે જે સટ્ટો આવે તેનો નંબર બતાવી દો તો મારું નુકસાન ભરપાઈ થઈ જશે. બાબાએ સ્વીકાર્યું કે તેને કશું જ નથી આવડતું. તે નકામા ઢોંગ કરીને લોકોને છેતરવાનો અને પોતાને લાભ થાય તેવો ધંધો કરે છે. છેલ્લે બાબા પાસે જે રોકડા ૯૦૦ રૂપિયા હતા તે આપ્યા અને નુકસાનમાં જે ૨૦૦ રૂપિયા ઓછા હતા તે એક માસમાં ચૂકવવાનો વાયદો કર્યો. આ રીતે બાબાના પ્રાણ બચ્યા. થોડા સમય પછી બાબા ત્યાંથી ચાલ્યા ગયા

અને બીજે કોઈ નવી જગ્યાએ અડ્ડો જમાવ્યો. સામાન્ય રીતે આવા માણસો આમ જ કરતા હોય છે. જ્યારે એક જગ્યાએ લોકો સામે પોતાની પોલ ખુલી જાય તો બીજી જગ્યાએ જઈને પોતાનો અડ્ડો જમાવે છે અને ત્યાં પણ જ્યારે અશ્રદ્ધા ફેલાય છે ત્યારે બીજે જવાનો ક્રમ ચાલુ રાખે છે.

શ્રદ્ધા ખૂબ જ ઉપયોગી તેમજ આવશ્યક વસ્તુ છે. તે આધારે આત્મિક પ્રગતિ થાય છે. જે અંધશ્રદ્ધાળુ છે તેને એક પ્રકારનો ભાવનાત્મક નાસ્તિક જ કહેવો જોઈએ. આમ તો દરેક વ્યક્તિએ શ્રદ્ધાળુ બનવું જોઈએ અને સન્માર્ગ ઉપર ચાલતાં જે કષ્ટો આવે છે તેને આ શ્રદ્ધારૂપી બળના સહારે સહન કરવાં જોઈએ. શ્રદ્ધાની ઉપયોગિતા વધારે છે, તેનો જેટલો વિકાસ અને વિસ્તાર થાય એ તેટલો જ જરૂરી છે. હવે યાદ રાખવા જેવી વાત એ છે કે વિવેકપૂર્ણ શ્રદ્ધાની જગ્યાએ અવિવેક ઉપર આધારિત અંધશ્રદ્ધા આપણા ત્રાજવામાં ન બંધાઈ જાય. અહિંસા અને કાયરતા બહારથી એક પ્રકારની ભૂલ છે પણ તેના આદર્શ અને આંતરિક સ્વરૂપમાં જમીન-આસમાન જેટલું અંતર છે. ઠીક આવી જ રીતે અંધવિશ્વાસ પણ પ્રશંસા પાળેલી શ્રદ્ધા જેવી જ દેખાય છે પણ તેનું એક પાસું તેમજ પ્રતિક્રિયા એક બીજાથી સર્વથા અલગ છે. અલગ જ કેમ વિરુદ્ધ જ કહેવી જોઈએ. એક કારણ છે કે શ્રદ્ધા જ્યાં માણસના આધ્યાત્મિક ઉલ્લાસ તેમજ લૌકિક વિકાસનો માર્ગ વિકસાવે છે ત્યાં અંધશ્રદ્ધા અનાચાર ઉત્પન્ન કરે છે અને તે ભોળી વ્યક્તિઓની બધી પ્રકારે દુર્ગતિ કરવાનું કારણ બને છે. એટલા માટે મુનિઓએ ઉપદેશ આપ્યો છે કે માણસે શ્રદ્ધાળુ તો હોવું જોઈએ પણ અંધશ્રદ્ધાળુ કદાપિ નહીં. કોઈ વાત ઉપર શ્રદ્ધા કર્યા પહેલાં તેની વાસ્તવિકતાને ઊંડાણપૂર્વક સમજવી ઓળખવી જોઈએ. જે યોગ્ય, સત્ય અને વિવેકપૂર્ણ હોય તેને જ સ્વીકારવું જોઈએ.

### કાયદાના હાથમાં પકડાય તેવા ઠગ :

ઠગોના જેટલા પ્રયોગો જોવા - સાંભળવામાં આવે છે, તેમાંથી અડધાથી વધારે અંધશ્રદ્ધા ઉપર આધારિત હોય છે. ભારત દેશમાંથી જો અંધશ્રદ્ધાની માનસિક હીનતા તેમજ બીમારી દૂર થઈ જાય તો ઠગાઈના અડધાથી વધારે ગુના પૂરા થઈ જાય. ઠગાઈ દેશનો સૌથી મોટો ગુનાહિત

ઉદ્યોગ છે. આ ધંધામાં એટલા બધા માણસો લાગેલા છે કે કદાચ તેટલા કોઈ ઉદ્યોગમાં નહીં લાગ્યા હોય. કેટલાક પ્રકારની ઠગાઈ ગેરકાનૂની હોય છે. તેવું કરવાવાળાને પોલીસ પકડી જાય છે અને તેમની ઉપર મુકદમો ચલાવી જેલમાં મોકલી અપાય છે. કેટલાક પ્રકારની ઠગાઈ આનાથી અલગ છે, જે કાનૂની કહેવાય છે. તેવું કરવાવાળાઓને ન તો પોલીસ પકડે છે અને ન તો તેમની ઉપર કોઈ મુકદમો ચલાવાય છે અને જેલ જવાનો વારો તો ક્યારેય નથી આવતો. પરંતુ સાચું તો એ છે કે આ લોકો દેવતાઓ જેટલું સન્માન મેળવે છે અને પુષ્કળ ધન કમાઈને સહજ રીતે માલામાલ બની જાય છે. અંધશ્રદ્ધાનો વ્યવસાય અપનાવીને જ બધું કરવામાં આવે છે. ભારતના અશિક્ષિત-અવિવેકી ભોળા લોકો આના ચક્કરમાં ફસાય છે અને પોતાનો આર્થિક, નૈતિક તેમજ માનસિક સર્વનાશ કરાવે છે. ધર્મની આડાશમાં દેવોની આડાશમાં, ભૂલ-પલિતોની આડાશમાં, જ્યોતિષ-ભવિષ્યવાણીની આડાશમાં જે કંઈ થાય છે તેમાં અડધાથી વધારે એટલું ભયંકર તેનું નગ્ન સ્વરૂપ જો કોઈને જોવા મળી જાય તો છંછેડાયા વગર ન રહે. મફતિયા લોકો ભોળા લોકોને મોટી-મોટી આશાઓ બંધાવે છે તેમને કલ્પનાલોકમાં ઉડાવે છે, સપનાંઓ દેખાડે છે અને જ્યારે તેઓ ભાવાવેશમાં આવી જાય છે ત્યારે તેની પાસેથી જે કંઈ લૂંટવા મળે તે બધું ઠગી લે છે. મનોકામનાઓ પૂરી કરવાની ઇચ્છાનો સસ્તો નુસખો તેમની પાસે સાંભળવામાં આવે છે, એટલા માટે ભોળા લોકો મુશ્કેલ શ્રમસાધ્ય રસ્તો અપનાવીને પુરુષાર્થથી ક્રમશઃ પ્રગતિ કરવાથી ગભરાય છે, તે આ 'શોર્ટકટ' (ટૂંકા રસ્તા) તરફ વળી જાય છે. તેઓ નથી જાણતા કે જેટલા શોર્ટ કટ-સસ્તા નુસખા છે તેની પાછળ ફક્ત કપટની વિટંબણા જ રહેલી છે. આ સંસારમાં અનેક પ્રકારની સિદ્ધિઓ, સંપત્તિઓ તેમજ સફળતાઓ લોકોએ મેળવી છે, નાના સ્તરમાંથી વધીને મહાન બન્યા છે, મનોકામનાઓ પણ પૂરી કરી છે, પણ આ બધું ત્યારે શક્ય બન્યું જ્યારે તેના માટે જરૂરી કામ કરવામાં આવ્યું, આવશ્યક ક્ષમતા, યોગ્યતા તેમજ વિશેષતા પ્રાપ્ત કરવામાં આવી. જે લોકો પોતાના ગુણ, કર્મ, સ્વભાવમાં પોતાની ભાવિ મહેચ્છાઓ મુજબ સુધારો કરવાનો તેમજ તે સફળતાઓ મુજબ કામ,

સાહસ, ધૈર્ય, તેમજ પુરુષાર્થનો પરિચય આપવાનો રાજમાર્ગ અપનાવવાનું નથી ઇચ્છતા તેમને જ સસ્તો શોર્ટકટ શોધવાની ઇચ્છા થાય છે. જો શોર્ટકટની પદ્ધતિ સફળ થઈ હોત તો બધા જ આ રસ્તાને અપનાવવા લાગ્યા હોત અને કોઈ પણ મુશ્કેલીઓયુક્ત માર્ગ અપનાવી ધૈર્યપૂર્વક ક્રમશઃ વિકાસ કરવાનો તેમજ પ્રગતિનો માર્ગ શોધવાનો પ્રયત્ન ન કરત ત્યારે તો ચપટી વગાડતાં જ મંત્ર-તંત્ર, દેવી-દેવતાઓ, સિદ્ધ ચમત્કારોની મદદથી લોકો વાતવાતમાં મનોકામનાઓ પૂરી કરી લેતા હોત, ઈશ્વરની સૃષ્ટિમાં એવું વિધાન છે જ નહીં. અહીં પુરુષાર્થનો રાજમાર્ગ જ એક માત્ર માર્ગ છે. તે બધા માટે ખુલ્લો છે, તેની ઉપર ચાલીને અત્યાર સુધીના સફળ મનોરથ વ્યક્તિ ઊંચી પરિસ્થિતિઓ મેળવવામાં સફળ થયા છે અને આગળ પણ ફક્ત તે માણસો જ સફળ થશે જે પ્રયત્ન તેમજ પુરુષાર્થનો રાજમાર્ગ અપનાવી પોતાની પ્રયત્નશીલતા તથા તપશ્ચર્યાની અગ્નિપરીક્ષામાં પસાર થવાનું સાહસ કરશે.

## બિચારા સસ્તા નુસખા શોધવાવાળા

'સસ્તા નુસખા યોજના' મનુષ્યની આંતરિક હીનતા, દુર્બળતા તથા કાયરતાનું ચિહ્ન છે. આપણા દેશમાં આવા જ લોકોની સંખ્યા વધારે પ્રમાણમાં જોવા મળે છે. શ્રીસૂક્તનો પાઠ કરી લક્ષ્મી ભેગી કરવાનું સ્વપ્ન જોવાવાળા, હનુમાનચાલીસા વાંચી મુકદમો જીતવાની આશા રાખવાવાળા, ભૈરવનો દીવો સળગાવી રોગ દૂર થવાની આકાંક્ષા રાખવાવાળા; હરવંશ પુરાણની કથા સાંભળતાં જ પુત્ર ઉત્પન્ન થવાની ઇચ્છા રાખવાવાળા અને અમુક બાબાનો આશીર્વાદ મળવાથી નોકરીમાં વિકાસ થવાની મહેચ્છા રાખીને બેસવાવાળા લોકોની સંખ્યા એટલી બધી વધારે છે કે ધાર્મિકતા અને પૂજાપાઠના નામે મચેલી બધી ધમાચકડી આ આધાર ઉપર કાગળના મહેલની માફક ઊભેલી દેખાય છે. લાગે છે કે હજુ પણ દેશમાં આધ્યાત્મિકતા અને ધાર્મિકતાનું વાતાવરણ હયાત છે, પણ જો આમ સાચે જ થતું રહ્યું હોય તો આનાથી વધારે આનંદની અને સૌભાગ્યની વાત આપણા માટે બીજી કઈ હોઈ શકે ? પણ આ તો તેને મળતી આવતી એક બિલકુલ બીજા જ પ્રકારની વસ્તુ છે. હીરો અને કાચ દેખાવે તો સરખા

જ દેખાય છે, પણ તેની કિંમતમાં જમીન-આસમાન જેટલું અંતર હોય છે. તે જ અંતર આ સસ્તી કિંમતે ઇચ્છિત મહત્ત્વાકાંક્ષાઓ પૂરી કરવાની માન્યતા ઉપર ટકેલી પૂજા-પાઠ અને વાસ્તવિક આધ્યાત્મિકતામાં હોય છે. આધ્યાત્મિકતાનો શિષ્ય શ્રમશીલ, પુરુષાર્થી, વ્યવસ્થિત, ધૈર્યવાન અનેરુ સાહસિક હોય છે તે માર્ગને અપનાવી પ્રગતિ માટે ભરપૂર પ્રયત્ન કરે છે. યોગ્ય ફળ માટે ઉતાવળા નથી થતા, પોતાના કર્તવ્યપાલનને જ સફળતા માની લે છે અને તેનાથી પૂર્ણ સંતોષનો અનુભવ કરે છે. આ કર્તવ્યપાલન કરતાં જો ભૌતિક લાભ મળે છે તો તેને મફતની ભેટ સમજી બેવડા આનંદનો અનુભવ કરે છે. સફળતા ન મળી તો કોઈ દુઃખ નથી. એક વખત સફળતા ન મળી તો બીજી વખતે મળશે અને ન પણ મળે તો કોઈ ચિંતાની વાત નથી. જે શ્રમ, સાહસ તેમજ કર્તવ્યપાલન કર્યું તેનો આનંદ શું ઓછો મહત્ત્વનો છે. તેનાથી પોતાની ક્ષમતા તેમજ પ્રતિભાનો વિકાસ તેમજ કેટલાય પ્રકારના કડવા-મીઠા અનુભવ મેળવવાના સારા અવસર મળી જાય છે. આત્માના ઉત્કર્ષની દૃષ્ટિએ તેનું પણ કંઈ ઓછું મહત્ત્વ નથી. ગીતાનું આ જ શિક્ષણ છે. આ કર્મનું દર્શન અને અધ્યાત્મનો સાર છે. જેને આ આવડે છે તે જીવનનું ધ્યેય અને કાર્યક્રમ નિર્ધારિત કરે છે અને તે દિશામાં નિશ્ચિત ગતિએ સ્થિર ચિત્તે આગળ વધતો રહે છે. તેથી વિચલિત થતો નથી અને લાભની તૃષ્ણાથી તેની ભૂખ વધતી નથી.

## વગર પરિશ્રમે વધુ લાભની ઈચ્છા

જેની લાભની લાલસા તો વધી ગઈ છે, પણ પોતાની યોગ્યતા, સામર્થ્ય, શ્રમશીલતા વગેરેને વધારવા નથી ઇચ્છતા તેને શું કહેવામાં આવે ? વગર પ્રયાસે અથવા નાનકડા પ્રયત્નથી મોટા મોટા લાભ મેળવવાવાળા અને તેના માટે સસ્તા ઉપાય શોધવાવાળા લોકો લગભગ અધીર, અવ્યવસ્થિત તેમજ અવિકસિત સ્તરના લોકો જ માનવામાં આવે છે. નાનકડા પ્રયાસની પોતાની યોગ્યતા તેમજ સામર્થ્યની તુલનામાં ખૂબ વધારે ઈચ્છા રાખનાર લોકો જ સસ્તા નુસખા, શોર્ટકટ શોધતા ફરે છે. અંધારામાં ફંફોસતા હોય તેમ તેઓ એક પરીક્ષા પૂજાપાઠની પણ કરે છે. બે-ચાર પૈસા, ફૂલ-પાન દેવમૂર્તિઓને ચઢાવી કોઈ દેવી ભવાનીનાં દર્શન કરી,

કોઈ સિદ્ધ મહાત્માને મળી, મીઠાઈ આપી, કોઈ મંત્ર-તંત્રનું પાંચ-દસ દિવસ સુધી રટણ કરી પુષ્કળ સંપત્તિના માલિક બનવાનું ઇચ્છે છે. આવા લાલચુ અને અધીરા લોકો ન તો સાચા મનથી કોઈ પૂજા કરી શકે છે અને ન ભક્તિભાવના: તેમને જલદી-જલદી લૂંટનો માલ ઉડાવવાની અને ક્ષમતાની તુલનાથી વધારે મોટું ફળ મેળવવાની લાલસા પરેશાન કરતી રહે છે. આની તૃપ્તિ માટે તે પૂજા-ઉપાસનાનો પોષાક થોડાક દિવસ સુધી પહેરે છે અને જ્યારે ઇચ્છિત ફળ મળતું નથી દેખાતું ત્યારે તેઓ તેને છોડી જ નથી દેતા પણ દેવતા, પૂજા, મંત્ર, ગુરુ વગેરેની ભરપૂર નિંદા પણ કરે છે.

ઉપાસનાનું પ્રચલિત સ્વરૂપ વિશુદ્ધ સ્વરૂપે ફક્ત અંધવિશ્વાસ જ છે. તેનાથી કોઈને લાભ થઈ શકતો નથી. ઉપાસના તેમજ આધ્યાત્મિકતાના પરિણામે મનુષ્યના અંતર આત્મા ઉપર.ચઢેલા મેલાં આવરણરૂપી વિકલ્પોનું સમાધાન અને કર્તવ્યપરાયણતા, ધૈર્ય, સાહસ, વિવેક, શ્રમશીલતા, વ્યવસ્થા વગેરે સદ્‌ગુણોના વિકાસરૂપે જ થઈ શકે છે. તેનાથી મનુષ્યનું વ્યક્તિત્વ ઝળકી ઊઠે છે. દષ્ટિકોણ ઉદાર, વિશાળ તેમજ વિકાસશીલ બને છે. આ લાભ એટલા મોટા છે કે જેના આધારે માનવજીવનનું લક્ષ્ય સિદ્ધ થાય છે અને સાધારણ જીવન મહાપુરુષો જેવું બનાવી સાચી સુખશાંતિથી પસાર કરે છે. પણ આપણે જોઈએ છીએ કે આ તરફ લોકોની સહેજ પણ રુચિ નથી. જે ઊણપ ક્યારેક પુરુષાર્થથી પૂરી ન થાય તેને દેવતા દ્વારા કરાવી લેવાને જ પૂજાનું પ્રયોજન બની ગયું છે. આ પ્રકારનો નીચો દષ્ટિકોણ કોઈ સાચા અધ્યાત્મવાદીનો નહીં પરંતુ લાલચુ માણસોનો જ હોઈ શકે છે.

પૂજા, ઉપાસના, ધાર્મિકતા, આધ્યાત્મિકતા બધું સારુ છે. આ બધાના લાભ પણ અપાર છે પણ તેનો આધાર માધ્યમો યોગ્ય હોય તે જરૂરી છે. દેવતાઓ જેવું દિવ્ય જીવન બનાવવાની ઇચ્છાથી દેવપૂજા, ઈશ્વરીય સત્પ્રવૃત્તિઓ અને સદ્‌ભાવનાઓનો સ્ત્રોત અંતઃકરણથી પ્રવાહિત કરવા માટે ઈશ્વરીય ઉપાસના, સાહસ, ધૈર્ય-સંયમ, શ્રમશીલતા જેવી સંપત્તિઓ પ્રાપ્ત કરવા માટે ગુરુભક્તિ, વિવેક, દૂરદર્શિતા તેમજ વિવેક પ્રાપ્તિ કરવા માટે કથાસત્સંગની શ્રવણ પારાયણથી, સમાજને સુસંસ્કૃત-

સદ્‌ગુણી તેમજ સુવિકસિત કરવાનો હેતુ પૂર્ણ કરવા માટે દાનપુણ્ય, પુરુષોનો સંપર્ક સ્થાપિત કરી વ્યક્તિત્વને ઉચ્ચ કરવાવાળી પ્રેરણા મે માટે તીર્થયાત્રા કરવી જોઈએ. આ સદ્ ઉદ્દેશ્યો પૂરા કરવા માટે જે આધ્યાત્મિક પદ્ધતિ સ્વીકારવામાં આવશે તે સાર્થક થશે. તેનાં પરિણામો મેળવી મનુષ્ય ધન્ય થઈ જશે. પણ જેનો હેતુ લૂંટના મ જેમ દેવતાઓનું વરદાન મેળવી પોતાના ભૌતિક જીવનની એ ખોટને કરવા માત્રની છે, જે જરૂરી યોગ્યતા, પ્રતિભા તેમજ શ્રમશીલ બદલામાં મળે છે જે એક પ્રકારે નકામી ચેષ્ટા કરવા બરાબર છે. ચ જોઈએ છીએ કે કર્તવ્યનિષ્ઠા, ધાર્મિકતા તેમજ આધ્યાત્મિકતાના મ આજે લોકોમાં નકામી ચેષ્ટાઓ અને પુષ્કળ કામનાઓ જ કોલાહલ રહી છે. આને વિટંબણા જ કહેવી જોઈએ. સારું તો એ છે કે આ વિટંબણા છોડી વસ્તુસ્થિતિને સમજીએ અને એ વિચારીએ જે વિચ લાયક છે અને તે કરીએ જે કરવા યોગ્ય છે.

આપણે દરેક વસ્તુની દરેક વાતની વાસ્તવિકતા ઓળખવી જો જોવું જોઈએ કે ક્યાં તથ્ય છે. જો તથ્ય હોય તો તેનો સ્વીકાર જોઈએ. લોકવાયકા સ્વરૂપે પ્રચલિત મોટાભાગની વાતો એવી છે ઉપર વગર સમજે વિશ્વાસ કરી લેવામાં આવે તો તેમાંથી લાભ ચ અને નુકસાનની શંકા વધારે રહેલી છે. જે સમાજમાં અશિક્ષિતોની સ વધારે હોય છે, જેમાં મનમોજી લોકો અનેક પ્રકારની અફવાઓ બના ઉડાવતા હોય છે ત્યાં ભ્રમિત થતાં વાર નથી લાગતી. ભોળા લો મગજમાં એવું કંઈક વિલક્ષણ હોય છે, કે બુદ્ધિમત્તાની, હિત વાસ્તવિકતાની વાત કહેવામાં આવે તો તેના ઉપર કદાચ જ વિશ્વાસ કારણ કે તે સીધી, સ્વાભાવિક અને થોડી મુશ્કેલીપૂર્ણ સ્વભાવની છે, પણ તેઓ વાતો ઉપર સહજ રીતે વિશ્વાસ-ભરોસો કરી લેતા હોય જેમાં જાદુ, ચમત્કાર, કુતૂહલનો ભંડાર હોય છે અને ઓછો સમય ઓછા ખર્ચથી વધારે લાભ મેળવવાની વાત કહેવામાં આવે છે. આ આ ભોળા સ્વભાવને કારણે અશિક્ષિત અથવા ભાવુક લોકો બિનજ જંજાળમાં ફસાઈ જાય છે અને પોતાના શક્તિ - સામર્થ્યની દુઃખ

બરબાદી કરતા રહે છે.

## અંધવિશ્વાસથી દૂર રહો

એમાં શંકા નથી કે અંધવિશ્વાસની શક્તિ પણ ઘણી જ વધારે છે અને સાવધ ન રહીએ તો સારા ભણેલા-ગણેલા વ્યક્તિઓ પણ તેના ફંદામાં ફસાઈ જાય છે. આપણો દેશ તો હજુ સુધી આનો શિકાર બનેલો જ છે પણ યુરોપ અને અમેરિકાનાં વૈજ્ઞાનિક પ્રગતિવાળા દેશો પણ આનાથી છૂટ્યા નથી.

પણ ભારતની દશા પહેલાંથી આવી નથી. એક સમય એવો પણ હતો જ્યારે સંસારમાં સૌ પ્રથમ અહીં દાર્શનિક જ્ઞાનનો પ્રકાશ ફેલાયેલો હતો. અહીંના વિદ્વાનોએ સાંખ્ય અને વૈશેષિક જેવા સિદ્ધાંત શોધી કાઢ્યા હતા જેનાથી સૃષ્ટિ અને પરમાત્માના મૂળ સ્વરૂપની પણ સ્પષ્ટ રીતે શોધ કરી લીધી હતી. અહીં વેદાન્તના છ સિદ્ધાંતનો સૂર્યોદય થયો જેની નજીક આધુનિક વિજ્ઞાન હવે પહોંચી રહ્યું છે. અહીંના વિદ્વાનોએ બ્રહ્મ અને જીવની એકતા ઉપર મોટા-મોટા ગ્રંથો લખી નાંખ્યા, છતાં પણ દુ:ખ છે કે ભૂત-પલિત, શુકન-અપશુકન, ભૂવા વગેરેની આટલી વ્યાપક જંજાળ આ દેશમાં જોવા મળે છે બીજે ક્યાંય જોવા નથી મળતી. આપણને એ કહેવામાં સહેજ પણ સંકોચ નથી કે અત્યારે ભારતીય જનતાનો એક મોટો ભાગ સાચા ધર્મને ભૂલી બેઠો છે અને તેણે અંધવિશ્વાસને જ પોતાનો 'ધર્મ' બનાવી લીધો છે.

આ અંધવિશ્વાસનું પરિણામ ઘાતક હોય છે. તેના માટે એક નાનકડું ઉદાહરણ જોઈ લેવું પર્યાપ્ત છે. તે ઉદાહરણ 'નજર લાગવાનું' છે. અહીંના અશિક્ષિત સ્ત્રી-પુરુષો અને ખાસ કરીને ગામડાના માણસો નાના બાળકોને કોઈ પ્રકારની તકલીફ થતાં જ તેનું કારણ નજર લાગવાનું કે કોઈ પ્રકારના અપશુકન માની લે છે. એટલા માટે તેઓ રોગનો યોગ્ય ઈલાજ કરાવવાની જગ્યાએ ભૂવાઓ અથવા મોલવીઓની પાસે પહોંચી જાય છે. ત્યાં તેને ઝાડુને વીંઝીને અને ફુંકો મારી ફૂલ, પતાસા અને પૈસા વગેરેથી ભરેલો એક ઘાડવો ચારરસ્તા ઉપર મૂકાવવામાં આવે છે. ભૂવા કહે છે કે જે વ્યક્તિ આ 'ઉતાર'ને લેશે તેની ઉપર આ બાળકની બીમારી

લાગુ પડી જશે. આવી જ મનમાં ગોઠવેલી વાતો ઉપર વિશ્વાસ કરી મા-બાપ બાળકની યોગ્ય સારવાર કરવા ઉપર ધ્યાન નથી આપતા. પરિણામ એ આવે છે કે બીમારી વધી જાય છે અને બાળક કમોતે મરી જાય છે.

અહીં આવા મૂર્ખાઓની પણ ખામી નથી જે રામાયણમાં રાવણનું માથું કાપીને મહાદેવ ઉપર ચઢાવ્યાની કથા સાંભળીને પોતાનું માથું પણ કાપી નાંખે છે. કોઈએ એક વાર્તા-કિસ્સો પુસ્તકમાંથી વાંચ્યો કે થોડા કવિઓએ પોતાની જીભ કાપીને દેવી ઉપર ચઢાવી હતી, જેનાથી તેમને સરસ્વતી પ્રસન્ન થઈ ગઈ અને તે મહાન કવિ બની ગયા. બસ, તેણે પણ કાનપુરના તપેશ્વરી દેવીના મંદિરે પહોંચી પોતાની જીભ કાપી દેવી ઉપર ચઢાવી દીધી અને બેચાર દિવસ પછી મરી ગયો. એક ત્રીજા ભાઈએ વાંચી લીધું કે 'રામાયણ'ના રચનાકાર ગોસ્વામી તુલસીદાસ જાજરૂ પછી વધેલું પાણી એક ઝાડના થડમાં રેડી દેતા હતા, જેનાથી કોઈ ભૂતે પ્રસન્ન થઈ તેમને મનોકામનાઓ પૂર્ણ કરવાનો માર્ગ બતાવ્યો. ત્યારથી તેણે આ પ્રક્રિયા શરૂ કરી દીધી. મહિનાઓ વીતી ગયા પણ કોઈ લાભ તો ન થયો પણ પાણી બચાવવાની ધૂનમાં તે જાજરૂ પછી તેની સ્વચ્છતા પણ સારી રીતે નહોતો કરી શકતો.

આ રીતની સેંકડો મૂઢતાઓ આ દેશની જનતામાં ફેલાયેલી છે, જેનાથી વ્યક્તિ અને સમાજનું ખૂબ જ મોટું નુકસાન થતું રહે છે. પણ અંધશ્રદ્ધાના નામ ઉપર કોઈ તેના પ્રતિકારનો કોઈ ઉપાય પણ નથી કરતું. ઉદાહરણ માટે હિન્દુલોકો હનુમાનજીની આકૃતિના હોવાથી વાંદરાઓને અને ગણેશજીની સવારીને વાહન સમજી ઉંદરોને મારવાને મોટું પાપ સમજે છે. એટલું જ નહીં હજારો વ્યક્તિ તો વાંદરાઓને બોલાવી રોટલી, ચણા, તથા બીજી ખાવાયોગ્ય વસ્તુઓ આપે છે, પણ બદલામાં વાંદરાઓ લોકોનાં કપડાં, પગરખાં, વાસણ વગેરે ઉઠાવીને લઈ જાય છે, બાળકોને કરડે છે અને ઘણી વખત તો છત ઉપરથી ઈંટ, પથ્થર નીચે નાંખી જાનહાનિ પણ કરે છે. ઉંદર પણ ખેતરો, ગોદામો અને ઘરમાંથી હજારો, લાખો મણ અનાજ ખાઈ જાય છે જેનાથી મનુષ્યોને પણ તેની ઊણપ પડી જાય છે. પણ અંધવિશ્વાસને કારણે આ પ્રકારના નુકસાનનો વિરોધ કરવાનો કોઈ ચોક્કસ ઉપાય કરવામાં નથી આવતો.

જરૂર એ વાતની છે કે મનુષ્યમાં ચોક્કસ વિવેચન કરી શકવાની વિવેકબુદ્ધિ જાગૃત થાય અને તે વાસ્તવિકતા અને સચ્ચાઈને ઓળખતાં શીખે. આ કંઈ મુશ્કેલ પણ નથી. ભોજન બનાવવાનું કઠિન હોઈ શકે પણ તેનો સ્વાદ ચાખી એ બતાવવું સરળ છે કે તે સારું બન્યું છે કે નહીં. રોગી અને નીરોગી, કુરૂપ અને સુંદરની ઓળખ કરવી કંઈ કઠિન વાત નથી, જો થોડી વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે અને ઊંડાણ સુધી પહોંચવાનો પ્રયત્ન કરવામાં આવે તો વાસ્તવિકતા અને અવાસ્તવિકતા વચ્ચેનો ભેદ સહજ રીતે સમજમાં આવી જાય છે. આપણે એ ઓળખ રાખવી જોઈએ અને એટલું સાહસ ભેગું કરી લેવું જોઈએ કે જે કંઈ લોકો દ્વારા કહેવામાં, બતાવવામાં અથવા માનવામાં આવી રહ્યું છે તે જો ઠીક ન લાગે તો હિંમતથી તેનો અસ્વીકાર કરી દેવો.

શ્રદ્ધા ઘણી ઉત્તમ વસ્તુ છે, તેમાં બળ પણ ખૂબ જ હોય છે. શ્રદ્ધાના બળે લોકો ધર્મ, અધ્યાત્મ તેમજ ઈશ્વરપ્રાપ્તિની ઊંચી કક્ષા સુધી જઈ શકે છે પણ તે હોવી જોઈએ વિવેકપૂર્ણ તર્ક-બુદ્ધિની કસોટીં ઉપર કસીને. જરૂરી સાબિતીની મદદથી પૂરી શોધખોળ સાથે જે વાત સ્વીકારાઈ છે તેમાં દૃઢતા રાખવી જોઈએ અને દૃઢ શ્રદ્ધા જ કોઈ હેતુને પૂર્ણ કરે છે. અંધશ્રદ્ધાળુ પોતાની માન્યતાઓ તરફ શંકાશીલ બનેલા રહે છે અને જ્યારે કોઈ નાનકડો આઘાત ઉપસ્થિત થાય છે તો પહેલાંની માન્યતાને છોડતાં વાર પણ નથી લાગતી. અંધશ્રદ્ધા હંમેશાં અધૂરી રહે છે. આમ તો તેને સચ્ચાઈની પરીક્ષા ઉપર કસવામાં નથી આવી એટલા માટે તેનો આધાર હંમેશાં ડોલતો રહે છે.

જોવામાં આવે છે કે અનેક દેવતાઓને પૂજવાવાળા ખરેખર કોઈનો પણ વિશ્વાસ નથી કરતા, અનેક મંત્રોને જપવાવાળા થોડી થોડી બધી વાનગી લે છે. દૃઢતા તો કોઈ વાતમાં ત્યારે ઉત્પન્ન થાય છે જ્યારે કોઈ વાતને ઊંડાણ સુધી સમજી લેવામાં આવી હોય અને તેને ઠીક પ્રકારે ઓળખી લીધી હોય. આ દૃઢતા જ્યાં સુધી શ્રદ્ધા સાથે મળી ન જાય ત્યાં સુધી તે અંધશ્રદ્ધા જ કહેવાતી રહેશે અને તે અસ્થિર પણ બની રહેશે. અંધશ્રદ્ધાએ આપણને એ સ્થિતિ ઉપર પહોંચાડી દીધા છે કે કોઈપણ 'ઐરા-ગૈરા નથ્થુ-ખૈરા' કોઈપણ આડંબર રચીને આપણને ઠગી શકે. આ સ્થિતિનો અંત થવો જ જોઈએ. આપણી વિવેકશીલતા જાગૃત થવી જ જોઈએ.

**મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.**